# राणी श्रीचमनाबाईनो स्वर्गवास.

ते बाईना सद्गुण स्मरणार्थ
महाराजा सयाजीरावशांत्यार्थ.
अने प्रजावर्गना बोधार्थ

---

રચી પ્રસિદ્ધ કરનાર
गणपतराम राजाराम भट्ट.

નાડિયાદ.
સત્યસાગર પ્રેસ.
સંવત્ ૧૯૪૧ સન ૧૮૮૫
કિંમત ૦॥ આનો.

# प्रस्तावना.

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડનાં પ્રિયપત્ની રાણી શ્રીચમનાબાઈ તા ૭ મી મેને રોજ દેહ ત્યાગી ગયાં તેમનો સ્વર્ગવાસ તેમના એક પત્નીવ્રતધારી પતિને અને પ્રજાવર્ગને ખેદકારક થઇ પડ્યો છે એટલુંજ નહિ, પણ ઉ-ત્કૃષ્ટ દંપતીની ખુબી જાણનારા વિદ્વાનોનાં મન પણ તેણે નિર્વેદ પમાડ્યાં છે. આ વાત પ્રસિદ્ધ વર્તમાન પત્રોથી પ્ર-સિદ્ધી પામી છે; માટે પરાર્થે આ બનાવના સંબંધમાં સારો બોધ આપવા, કાળજાનાં કષ્ટ કાપવા અને પ્રેમાજનોને તેમના સત્ય ધર્મમાં સ્થિર સ્થાપવા રાણીશ્રીના સ્વ-ર્ગવાસના સંબંધમાં સમયાનુસાર સ્વલ્પ કવિતાઓ રચીને આ ચોપાનિયું પ્રગટ કર્યું છે, તે ઉપયોગી થઇ પડશે એવી મારી ધારણા છે.

નડિઆદ.
તા. ૧૪-૫-૮૫

ગ૦ રા૦ ભટ્ટ.



☞ જાહેર લાયબ્રેરીઓ માટે ફક્ત ાા આનાની પોસ્ટેજ મોકલેથી આ ચોપાનિયું મફત મોકલવામાં આવશે.

२३३७

# राणीश्रीचमनाबाईनो स्वर्गवास.

---

## विरहनिवेदन.

### દોહરા.

અરે ઈશ માઠું થયું, કાળે કીધો કેર;
ભૂપ સયાજી સૂખમાં, ભેળી જુલમી ઝેર. ૧
સુખની નદી સૂકી કરી, દુખની ઉડતી ધૂળ-
દેખાડી [1]દુષ્ટે અહીં, જનમન પ્રગટે શૂળ. ૨
સુજ્ઞ સયાજીરાવની પત્ની પરમ પવિત્ર—
હરણ કરી આ જગતથી, દર્શાવ્યું દુખચિત્ર. ૩
જોડું જોવા સારખું, દંપતીનું ઉત્કૃષ્ટ,—
ખંડિત કીધું [2]અંતકે, એથી ઉપજે કષ્ટ— ૪
[3]આમ્ર સયાજી ભૂપને, વળગેલી [4]સતિવેલ,
ફાંસી નાંખી ફંદિયે, કરિ અણઘટતું ફેલ. ૫
શુભ ફળદાયી [5]વાટિકા, સયાજિ સ્નેહનિ કુંજ;
ઉજજડ કરિ અપરાધિયે, ભાસે દુખનો પુંજ. ૬
શ્રી[6] નૃપ શુભ શ્રીમંતની, [7]ચારૂ ચમનાબાઈ—

---

૧ દુષ્ટ કાળે. ૨ કાળે. ફંદી, અપરાધી વગેરે નાશ કરવાના સંબંધનાં વિશેષણો આવ્યાં છે તે કાળનાં જાણવાં. ૩ આંબો. સયાજીરૂપી આંબાનું વૃક્ષ. ૪ સતિ ચમનાબાઈ રૂપી વેલી. ૫ વાડી. ૬ શોભા, લક્ષ્મી. ૭ સુંદર.

કૃતાંત હાથ કરી ગયો, કરિ અનર્થ દુખદાઈ. ૭
ગુણ ગુણવતિના શા ગણું, પ્રજા સકળ ગુણ ગાય;
વિનય સ્નેહ વિવેકની, છબી નવ શુધ વરણાય. ૮
શોકધુમ્રથી નેત્ર આ, સજળ થતાં ગુણ[1]ગાત્રિ—
ચિતરાયે નવ ચિત દઈ, પડે રૂદનની રાત્રિ. ૯
વિરહ વિશામ વનિતા તણો, ઉદિત[2] જોબને આજ,—
સયાજિનૃપનેછે થયો, કથળ્યું એથી કાજ. ૧૦
બાળપણે માતા મરે, વૃદ્ધપણે સુત સાર;
જોબનમાં જુવતી મરે, એ મોટો દુખભાર. ૧૧
માર દિધો પિતુપુત્રને, કાળે કરી અનર્થ,
ઝડપી ચમનાબાઈને, કરી પરાક્રમ વ્યર્થ. ૧૨
દુખ દિલમાં ઉપજે ઘણું, ઊંડો કરે વિચાર;
ગણપત શોક શમાવવા ઉચરે શાંત ઉચાર. ૧૩



## महाराजाने सांत्वन.

ઉપજાતિ વૃત્ત.

નરેશ! શાંતિ કરવા સુખાળી,
પ્રબોધું પ્રીતે મન એહ બાળી;
સુણો સયાજી નૃપ વેણ મારાં,
શાંતિ ભર્યાં સર્વે રિતેથિ સારાં. ૧

૧ ગુણનાં અવયવો વાળી, ૨ ઉગતી જુવાનીમાં.

વિચિત્ર છે વિશ્વ તણો બનાવ,
ભર્યો ભરે ભૂલ ભર્યોજ ભાવ;
અનિત્ય છે અત્રનું સર્વ સૂત્ર,
માતા પિતા પતિ અને સુપુત્ર.
માયા મહા મોહ પમાડનારી,
લાગે મિઠી તોપણ અંત ખારી;
ન લુબ્ધ ઝાઝા કદિ થાવું એથી,
ખત્તા મળે ખૂબ જરૂર જેથી.
પરાક્રમી ને શિર પીડ આવે,
આપત્તિ બોજો ઝટ જે ઉઠાવે;
હઠે નહીં આપદકાળ ધીર,
વખાણ પામે શુભ એહ વીર.
છે નાટ્યશાળા પ્રભુએ સૃજાવી,
આ વિશ્વલીલા નિજ લક્ષ લાવી;
વિચિત્ર વેશો કરિ માનવોના,
જુવે તમાસા જગનાં જનોના,
જે વેશ દીધો જન જે દીપાવે,
જગેશને તેહ જરૂર ભાવે;
જેણે પુરા વેશ રૂડા બજાવ્યા,
નામાંકિતો તે થઇ ઇશ ભાવ્યા.
ટકે ન બાજી અહિં એક ધારી,
જુઓ સયાજી ઉરમાં વિચારી;

રહે ન રંગો કદિ એક રીતે,
નિમીષમાં વીતક પ્રૌઢ વીતે; ૭
ગયો [૧]રઘુભારતક્ષેત્ર ભાણુ,
વળ્યો કુરૂના કુળનોજ ઘાણ;
રે! સૂર્યવંશી શુભ દેવઅંશી,
ભળ્યા ભૂમાં યાદવ ચંદ્રવંશી. ૮
પરાક્રમી વિક્રમ ભોજ ભૂપ,
હતા ભલી કીર્તિ ભરેલ કૂપ;
કાળે કરી તેમનિ પૂર્ણ ખાખ,
જડે ન જેની જગમાંહિ રાખ. ૯
રંભા સરીખી રતિરૂપ રામા,
સતી ઘણી દેવિ સમાન શામા;
તારા અહલ્યા દમયંતિ રાણી,
જડે ન જેની જગમાં નિશાની. ૧૦
વજ્રાંગ વીરો થઇ કાળ ક્રૂરો,
ભળ્યા ભૂમીમાં જયમ કુંભ ફૂટ્યો;
[૨]દામાજિનો દેહ રહ્યો ન અત્ર,
શ્રીમંતનું ધારણ કીધ છત્ર. ૧૧
રે! કાળ ચક્રે [૩]અચળા ચળાવી,

૧ રઘુરાજા. ૨ દામાજી ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુરનું પદ ધારણ કરી વડોદરામાં મુળ ગાદી સ્થાપનાર. ૩ પૃથ્વી.

સૃષ્ટી ઘણી વાર ભૂમાં ભળાવી;
તો અલ્પ જીવી અબળા હણ્યામાં,
આશ્ચર્ય મોટું નથિ આ સુણ્યામાં. ૧૨
છે કુંભ કાચો દુખદાઇ દેહ,
અનેક યત્ને નવ શુદ્ધ રેહ;
છે જીવ જોતાં નજણાય એવો,
અખંડ નિર્લેપ અવર્ણ જેવો. ૧૩
રે! શોક શેનો કરવો [1]દ્વિમાંથી,
વિચારિ જોવું દૃઢ બુદ્ધિમાંથી;
જ્યાં સૂધી જે સાથ જડાવ થાય,
ત્યાં સૂધી તે આપ તણું ગણાય. ૧૪
એ સાચું ધારી નિજ ખેદ ત્યાગો.
શાંતિ દયા દેવનિ પાસ માગો;
ન શોચ કીજે ગત વસ્તુ કેરો,
છે બોધ એવો શુભ જ્ઞાનિ કેરો. ૧૫
વિચારજો જ્ઞાનથિ શૂરવીર,
રાણી તજી વ્યાધિ ભર્યું શરીર;
ભળી ભલા પ્રીતમ-પ્રાણ[2] માંહિ,
ઉપાધિ વર્જીત થઇજ આંહિ. ૧૬

૧ બેમાંથી:—દેહ અને જીવ એ બેમાંથી આ જોતાં ક્યાં વસ્તુનો શોચ કરવો. ૨ પોતાના પ્રિયપતિના જીવમાં ભળી ગઈ. કારણ જીવ એક ને કાયા જૂદી એવી પ્રીતિ હતી.

અદૃશ્ય થૈ ઇશ્વર પેર એ છે,
વિશ્વાસ રાખો નથિ દૂર તે છે;
વશી પતિ અંતર-હર્મ્ય[1] માંહિ,
તજી રૂડા રાજ મહેલ આંહિ. ૧૭
માટે મહારાજ સયાજિરાવ,
બન્યો ગણી દૈવ તણો બનાવ;
શાંતિ તણું શીતળ વારિ પીજો,
ઉપાય જેનો ન જડેજ બીજો. ૧૮
કવિ સદા શોક શમાવનારા,
છે શાંતિના [2]વારિદ શ્રેષ્ટ સારા;
તે ધર્મ ધારી નૃપ હીત કામે,
આ છંદ જોડયા ગણપત્તરામે. ૧૯



## प्रजाप्रतिउक्ति.

### દોહરા.

સુણો પ્રજા શ્રીમંતની, માઠો બન્યો બનાવ;
રાણી રત્ન જતે અહીં, છો સૈ દુખ ગરકાવ. ૧
જન્મે જે જગને વિષે, તે છે જરૂર જનાર;
રાખ્યું કોનું નવ રહે થાયે જેહ થનાર. ૨
સ્થાયી અત્ર નથી કશું, અસ્થિર આ સંસાર;

૧ અંતઃકરણની ઇમારત. ૨ વર્ષાદ—કવિ એ મનની શાંતિના વરસાદ છે.

ભવદરિયે ભૂલાં ભમે, નાના વિધ નરનાર. ૩
સૃષ્ટી રૂપી સાગરે, જલ પરપોટા રીત;
જન્મે જન પાછાં શમે, પૂરણ દાખી પ્રીત. ૪
ઘટ કાચો પ્રભુએ ઘડયો, અનિત્ય આ જનદેહ;
આયુષ્ય-જળ તેથી ઝમે, એમાં નહિ સંદેહ. ૫
મનુષ્ય દેહ મળે ભર્યો, માંસ રૂધિરનું પાત્ર;
ઊપર સ્વચ્છ ત્વચા મઢયો, ભીતર ગંદાં ગાત્ર. ૬
આત્મા અમર અસ્પષ્ટ છે, અશોચ્ય આ સંસાર;
દેહ જીવ સંબંધ છે, સુખ દુખનો દેનાર. ૭
જનના સદ્‌ગુણ સાંભરે, કીર્તિ અચળ કરનાર;
જીવ દેહ જૂદાં પડે, પણ નવ નાશ થનાર. ૮
ગયાં ઘણાં જગથી મરી, સુખ દુખ સહિ નરનાર;
જાણ્યાં નહિ આવ્યાં ગયાં, નામ ન રહ્યાં લગાર. ૯
પણ પૂરણ યશ મેળવી, દાખી સદ્‌ગુણ જેહ-
ગયાં જગતથી તે રહ્યાં અવિચળ નિઃસંદેહ. ૧૦
ભળ્યો દેહ આ ભૂમિમાં, મળ્યો જીવ આકાશ;
પણ પૂજાયાં પાછળે, પૂરણ ગુણ પ્રકાશ. ૧૧
ક્ષમા દયા ઔદાર્યતા, દાખી પૂર્ણ પ્રતાપ,—
ગયાં તેહ ઘર ઘર રહ્યાં, ઘટમાં વ્યાપી આપ. ૧૨
નામ નિશાની તેમની, રહીછે મોટે માન;
પૂજાયાં †વપુ ત્યાગ તે, દેવી દેવ સમાન. ૧૩

† શરીર.

એ રીતે આ વિશ્વથી, ચમનાબાઇ ચતૂર,-
જાતે મુકી છે ગયાં, નિજ સદ્‌ગુણનું નૂર. ૧૪
પ્રિયા રૂપે પતિ હૃદયમાં, રાણિ રૂપે નિજ લોક—
સ્મરણ મુકી શુભ છે ગયાં, પદ્‌મનિ શુભ પરલોક— ૧૫
માટે મન નિશ્ચય કરી, પરમ ધરમ ધરનાર—
પ્રજા પુનિત શ્રીમંતની, સ્થિર થઇ કરો વિચાર. ૧૬
જેણે જોબન ઊગતે, શુભ રાણીનો રંગ—
ઝળક્યો જન-મન વિષે, ગણાઇ ઉમદું નંગ. ૧૭
તેનું શુભ સંભારણું રહેવા કરવું કામ;
એ પ્રીતી લક્ષણ ખરૂં, દર્શાવો ધરિ મામ. ૧૮
શોક ધરી કકળી કરી, દાખવવી નિજ પ્રીત;
એ નથિ લક્ષણ સુજ્ઞનું, જેછે દુખદા રીત. ૧૯
પણ પ્રીતીને કારણે, પ્રીય વસ્તુનું પ્રીય—
કરવુ તે રીતિ ભલી, જણાય જગમાં પ્રીય. ૨૦
માટે ગત રાણી તણો, તજિ દુખકારક ખેદ;
સ્નેહ અર્થે સંભારણું રાખો ગ્રહી વિવેક. ૨૧
નિજ રાજાને એ થકી, થશે પરમ સંતોષ;
પ્રજા ધર્મ દઢ પેખતાં, એ છે ગણપત-ઘોષ.* ૨૨

—o()o—

* અવાજ—પોકાર.

મારાં રચેલાં નીચે છપેલાં પુસ્તકો રોકડી કીંમત મનીઓર્ડર અથવા પોસ્ટલનોટથી વાળે અગેથી મોકલવામાં આવશે.

| પુસ્તકનું નામ. | પોસ્ટેજ સુદ્ધાં કિંમત. |
|---|---|
| પ્રતાપ નાટક. .... .... ... ... ......... | ૧—૯—૬ |
| લીલાવતી કથા.... ... ... ... ......... | ૦—૧૦—૬ |
| કેળવણી ખાતાનો કાવ્યરૂપ ઇતિહાસ..... | ૦—૫—૦ |

———•()•———